બુક નં. ૨૦ તા. ૧૩-૧૦-૨૦.

# "ઇસમાઇલી અમલદારો આપખુદીથી ધર્મને નામે કોમને લુટી રહ્યા છે, તેના કામને માસીકો, અને લેખકો જાહેરીમાં લાવવાને બદલે ઢાંકવાની કોશીશ કરી રહ્યા છે,"

83

# તેનો હેવાલ.

7-12-20

કિંમત એક આનો.

ઇસમાઈલી અમલદારોના આપખુદીના કારભારની બુકો નંબર (૧) થી (૧૮) કિંમત રૂ. ૧ા~ એક રૂપીયો સાત આના.

પબ્લીશર—રહેમતુલા ઈસમાઈલ ચીંજેરીવાળા, [૧૩૬૦×૭૬.]
ઠેકાણું—ત્રાંબાકાંટો, પાયધોની, મુંબઈ.
પ્રીન્ટર—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

## ઇસમાઇલી અમલદારોને ચેતાવ્યા, પરંતુ પોતાના હુદ્દાની મગરૂરીમાં ચેત્યા નહીં.

ઈસમાઇલી અમલદારોએ આપખુદીના કારભાર કરીને કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા છે, તેની મેં ઇસમાઈલી કૌન્સીલોને ઘણી અરજીઓ કીધી હતી, અને હજુન પણ કરૂં છું, પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, પોતાના હુદ્દાના અહંકારમાં કોઇએ પણ ખુલાસો આપવા મહેરબાની કીધી નહી. તેથી મારે દીલગીરી સાથે તેઓના આપખુદીના કામ જાહેરીમાં લાવવાની મને ફરજ પડી છે. દાખલા તરીકે:—

"દુર્યોધનને પાંડવોએ અરજી કીધી કે, મારો હક મને આપો? પરંતુ પાંડવોની અરજી પર, અહંકારી દુર્યોધને કાંઈ પણ તેને આપવાની હીલચાલ કીધી નહીં. કારણકે એક પોતાના હાથમાં રાજ, અને બીજું, સો ભાઇઓનું લશ્કર, તેથી તેના અહંકારમાં, પાંડવોની અરજી પર, કાંઈ પણ ધ્યાન આપ્યું નહીં. તેથી પાંડવોને દીલગીરી સાથે લડાઈ જાહેર કરવી પડી. અહંકારી દુર્યોધન કુટુંબનો નાશ કરવો પડયો."

તેજ પ્રમાણે અહંકારી ઇસમાઇલી અમલદારો આપ-ખુદીથી ગરીબ ખોજાઓના લગન અને મરણ ઉપરાંત મજ-

લસને નામે અને બખસામણીને બાને ઘણી થઈને, આપણા હાજર ઇમામના ફરમાન અને ધર્મ વિરૂધ્ધ કોમને લુંટી રહ્યા છે. તેના કામને ખુદાવંદ તાલાની રહેમથી અને આપણા હાજર ઈમામની દુઆથી જાહેરીમાં લાવવાને મને ખુદાવંદ તાલાએ શકિતવાન કીધો છે.

ઈસમાઇલી અમલદારોના આપખુદીના કારભારની આપણા હાજર ઈમામને ખબર પડવાથી ઘણા ઈસમાઇલી અમલદારોના હાથમાંથી, આપણા હાજર ઈમામે સત્તા ખેંચી લેવા આપણા ઉપર રહેમ બક્ષીશ ફરમાવી. જેથી હુધ્ધા પર રહેલા ઇસમાઇલી અમલદારો ઉપરનો દાખલો લઈને પોતાનો આપખુદીનો કારભાર સુધારે !

આપણા હાજર ઇમામે આપખુદી કારભાર કરનાર ઇસમાઇલી અમલદારોની ઓછી વધતી સત્તા ખેંચી લેવા દયા ફરમાવી. તેના નામ નીચે મુજબ છે.

( ૧ ) અગાઉનો પુનાનો વારસ ડાહ્યાભાઈ વેલજી મજલસને નામે અને બખસામણીને બાને કોમ પાસેથી, લાખો રૂપીઆ કઢાવીને હેરાન અને પાયમાલ કરી રહ્યો હતો. તેથી આપણા હાજર ઈમામે પુનાની મજલસ બંધ કરવા ફરમાવ્યું, અને તેના પાસેથી કોમને હેરાન કરવાની સત્તા ખેંચી લેવા આપણા માથે દયા ફરમાવી.

( ૨ ) કાઠીયાવાડની ખોજા કોમ માથે આપણા હાજર ઇમામે, વારસ હબીબભાઇને નેમ્યો, તે પછી તો, વારસ હબીબભાઈનો અહંકાર એટલો બધો વધી ગયો કે, હવે મારા જેવો અમલદાર બીજો કોઇ છેજ નહીં. તે અહંકારમાં ખોજા કોમને ધણી થઈને ધર્મને નામે આપખુદીથી લુટવા મંડયો. અને તેના હાથ નીચેની ઇસમાઈલી કૌન્સીલે અને વારસો પણ, લુટારાના સરદાર, અગાઉના વારસ હબીબભાઇ માફક કોમને લુટવાને લાગ્યા. કારણ કે ઇસમાઇલી કૌન્સીલો અને વારસોના આપખુદીના કામની, "અપીલ," લુટારાના સરદાર અગાઉના વારસ હબીબભાઇ પાસેજ જતી, તેથી "અપીલ" કરનારને ઇન્સાફ મલવાને બદલે વધુ લુટાઇને પાછો ઘરે આવતો.

ઉપર પ્રમાણે કોમને લુટવાનું કામ બેધડક ખુદાનો ડર રાખ્યા વગર ચાલુ રાખ્યું. કારણ કે તેના આપખુદીના કામની આપણી કોમમાં કોઈ ફરીઆદી સાંભળનાર છેજ નહીં, તે કારણથી તેના દીલમાં ધાસ્તી બીલકુલ રહેતી નથી.

ઉપરના લુટારાઓના કામની આપણા હાજર ઈમામને ખબર પડવાથી "મુંબઈની કૌન્સીલ" મારફતે, અગાઉના વારસ હબીબભાઇ માથે કેસ ચલાવ્યો. અને વારસ હબીબભાઇના હાથમાંથી "નાતબહાર" કરવાની સત્તા ખેંચી લેવરાવી. તેટલી સજાથી વારસ હબીબભાઇ નહીં સુધર્યો,

તેથી હાલમાં આપણા હાજર ઇમામે કાઠીયાવાડના બધાએ વારસોના હુક્મા રદ કરવા દયા ફરમાવી.

અગાઉના વારસ હબીબભાઈએ કોમને આપખુદીથી લગન મરણુ અટકાવ્યા ઉપરાંત, ઇશના અશરીને બોલાવવાનો અને ખાવાનો આરોપ મુકીને સેંકડો ભાઈઓને ધણી થઇને ધર્મને નામે લુટયા. તેનો હેવાલ વાંચવો હોય, તો બુક નંબર ( ૪ ) અને ( ૫ ) મંગાવીને વાંચો! જેથી લુટારાઓના કામની ખાત્રી થશે.

( ૩ ) ગોન્ડલના વારસ પીરભાઈ તેજાએ મહમદઅલી ડાહ્યા માથે એક રૂપીઓ અને અગીયાર આના, બાકી કાઢીને, તેને કહ્યું કે હમણા ને હમણા ભર ! તે નહીં ભરી શકવાથી તેને "નાતબહાર" કીધો. તે પછી મહમદઅલીને બોલાવવાનો આરોપ મુકીને, તેના આખા કુટુંબને લુટયો. આટલેથી સંતોષ નહીં આવતાં, મહમદઅલી માથે ખોટો આરોપ મુકીને તેને કોર્ટમાં ધસડયો. પરંતુ ખુદા તો હકકનો વકીલ છે, તેથી મહમદઅલી નીરદોસ થઇને છુટી ગયો.

અગાઉનો વારસ પીરભાઈ તેજાએ મહમદઅલીને આપખુદીથી હેરાન કીધો, તેની "અપીલ" આપણી કોમને લુટનાર લુટારાનો સરદાર, અગાઉનો વારસ હબીબભાઇને કીધી. પરંતુ તેણે પણ મહમદઅલીને વધુ લુટયો. અને "સાંજ વર્તમાનમાં," છપાવવાનો દાખલો આપ્યો.

( ૪ ) ભાયા વદરના વારસે એક ગરીબ ખોજો પરદેશ ગયો હતો, તે ત્યાં માંદો પડવાથી પાછો દેશમાં આવ્યો. તેથી ઇસમાઈલીનો પાસ ક્યાંથી લઇ આવે ? તે પાસ નહીં લાવ્યો, તેથી ઉપરના વારસે તેને ઘણી થઇને લુટયો, તેથી તેણે પોતાનું ગામ છોડયું.

( ૫ ) અમરેલીના વારસે એક ભાઇએ અગાઉની સગાઈ કીધેલી હતી, તેથી જમાતના હુકમથી પોતાની દીકરીને ઇશના અશરી સાથે લગન કરી આપ્યા. તેથી ઉપરના વારસે "દૈત્ય ભસ્મામાશુર" માફક હુકમ કાઢયો કે, "જા તું નાત બહાર ?" અને આખી જમાત ગુન્હેગાર ?

જ્યારે મોટી રકમનો લુટારા માફક દંડ લીધો, તે પછી તેને "નાતમાં" લીધો. આવી રીતે આપણી ગરીબ ખોજા કોમને વારસ સાહેબો હેરાન અને પાયમાલ કરતા હતાં, તેથી વારસોના હુદ્દા બાતલ કીધા. યાને હવેથી વારસોનો હુદ્દો ભોગવીને કોઈ માથે હુકમ કરી શકે નહીં.

ધોલેરાના વારશ રહેમતુલા અલીભાઇને અરજી કીધી હતી, તે અરજી મને નીચે આપવાની ફરજ પડી છે.

# ધોલેરાના વારસ રહેમતુલા અલીભાઇને કીધેલી અરજી તેનો ઉતારો.

જાવક નંબર (૧૪)　　　　　　　　મુંબઇ તા૦ ૧૧-૧૨-૧૮

ધોલેરાના વારસ રહેમતુલા અલીભાઈ જોગ,

તમારા આપખુદીના કામ જોવાનો આરીસો.

પેલુ:—તમોએ નીમજીભાઈ નથુ ભલગામડાવાળા માથે આપખુદીથી ઘણી નોટીસો કાઢી, તે પછી તમોએ ત્રણ કે ચાર અમલદારોને શીખવીને મોકલ્યા કે, તમારે ગમે તેમ કરીને નીમજીભાઇ નથુને "નાત બહાર કરવો. તે પ્રમાણે ઉપરના અમલદારો "લીમડી"માં આવીને "નાટકી ફારસ" કરીને ઇન્સાફ કીધા વગર નીમજીભાઈ નથુને "નાતબહાર" કીધો. આવા ઈન્શાફ કરનારને મુરશીદે ફરમાવ્યુ છે. તે હું નીચે આપું છું:—

"તો મુનીવરભાઇ વળી બીજા તો ગરઢેરા થાય શે,
અને તે નહીં કરશે હકક નીયાનો આચાર;
સતગુરૂજી તેપણ આપણે ઘેર આવશે નહીં,
સતગુરૂજી તેનું પણ કુંભી નરક માંયે ઠાર."

જો તમો આપણું ધરમ સમજતાં હતે, તો આવા "કુંભી નરગ" જેવા કામ કરતે નહીં.

બીજું:—તમોએ માવજી જીવણ સમઢીઆળાવાળાની દીકરીનું તમોએ લખણું કીધું, તેના મોરના રૂપીઆ, તેના ધણી પાસેથી તમોએ લીધાં, તે રૂપીઆ તમે બાઈને નહીં આપતાં તમોએ કયાં નાખ્યા?

તેવા કામ કરનારને મુરશીદે જ્ઞાનમાં ફરમાવ્યું છે, તે હું નીચે આપું છું:—

"કન્યા તણી દ્રવ લેવે જેય,
મહા મધમ ચંડાળજ તેય."

મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે બાઇને "મોરના" પૈસા નહીં આપ્યાં. આપણા શાસ્ત્ર પ્રમાણે આવા કામ કરનારને મુરશીદે "ચંડાળ" કહ્યા છે. તમને યાદ આપું છું કે બાઇના "મોરના" પૈસા બાઈને આપી દીયો. અથવા નહીં આપવાના કારણ દરશાવવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો, તો મારે દીલગીરી સાથે કલમ આગળ ચલાવવી પડશે.

ત્રીજું:—બોટાડના રહીસ વલીભાઇ કેશવજી માથે તમોએ આપખુદીથી ઘણી નોટીસો કાઢી, અને તમે તેને હેરાન કર્યાજ કરો છો. આના માથે શું કારણથી નોટીસ કાઢો છો? તેનો ખુલાસો આપવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો તમારા આપખુદીના કામ મને વધુ જાહેરીમાં લાવવાની ફરજ પડશે.

આની નકલ લુટારાના સરદાર વારસ હબીબભાઈ અને "સોનેરી ટોળી" જેવા કામ કરનાર મુંબઈની ઇસમાઈલી કૌન્સીલને મોકલી છે.

(લી૦) રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાલાના

ચાહેલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની.મું. મુંબઈ.

## આ તે ઈન્સાફ કીધો કે, લુટારે લુટયો?

આપણા ઈસમાઇલી અમલદારો ઇન્સાફ કરવાના ઘરમાં બેસે છે, ત્યારે દયા અને ધર્મને, સેંકડો ગાઉ છેટા રાખે છે, અને ઇન્સાફના ઘરને લુટણખાનાના રૂપમાં ફેરવી નાખે છે. કારણ કે ગમે તેવા ઈન્સાફને નામે હુકમ કાઢે છે, તે હુકમને, આપણા ભાઇઓ તાબે ન થાય તો, તેને તરત "નાત બહાર" કરે છે. કારણ કે તેને ઉપર પ્રમાણે હુકમ કાઢવામાં ઇસમાઇલી અમલદારોના દીલમાં ધાસ્તી રહેતી નથી. તેથી બેધડક ખુદાનો ડર રાખ્યા વગર કોમને લુટી રહ્યા છે. તેની મેં અરજી કીધી હતી, તે નીચે આપવાની મને ફરજ પડી છે.

## ઈસમાઈલી અમલદારોના આપખુદીના કામને તોડવાની બુધ્ધીની બંદુક, તેનો ઉતારો.

મુંબઇ તા૦ ૨૩ જુલાઇ ૧૯૧૫.

જામનગર મધ્યે માવીતર કામડીઆ સાહેબ જેસાભાઈ સાજી અને જુનાગઢના વારસ હબીબભાઈ કાસમ તથા

વોલેરાના વારસ રહેમતુલા અલીભાઇને ખુદાવંદ હંમેશાં સુખી રાખે. એતાનશ્રી મુંબઈ બંદરથી લી૦ રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશે.

મારી અરજ એ છે જે, હાલમાં થોડા મહીના થયા પોરબંદરનો રહેવાશી ખમીસાભાઇ મામદ તે પ્રેસીડંન્ટ હાજી આમદભાઇ દેવજીના કાકાનો દીકરો થાય, તે પરણ્યો હતો, પરણ્યા પછી પાંચ છ મહીને તેના ઘરે બચ્ચાનો જન્મ થયો. તે કારણથી તમારા પાસે જે બાઇને ખમીસા મામદ પરણ્યો હતો, તેનાથી છુટા છેડા મેલવવાની અરજી કીધી. તે કારણથી તમો માવીતર કામડીઆ સાહેબ જેસા-ભાઈ સાજુએ છુટા છેડા કરવા વાસ્તે પચીસ, પચીસ રૂપીઆ દંડના અથવા ગુન્હેગારીના લીધા.

તમોએ ઈસમાઈલી ભાઈઓને લુટવા વાસ્તે આપ-ખુદીના કાયદા ઘડયા છે, જે કાયદાની કલમોમાં ઉપર પ્રમાણે ગુન્હેગારી અથવા દંડ લેવાનું, તમારા આપખુદીના ઘડેલા કાયદાની કઇ કલમમાં છે ? તે કલમ ટાંકી બતાવવાની મહેરબાની કરશો.

તમો માવીતરને ખબર તો છે કે. ખમીસાભાઈ મામદ જંગબારની કૌન્સીલના ગુલામીનો ઇસમાઇલીનો પાસ નહીં લાવ્યો, તેથી મુંબઈની બાહોશ અને હોશિઆર કૌન્સીલે અગીઆર મહીના સુધી રીબાવીને અઢીસો રૂપીઆ લુટયા.

તે પછી ખમીસાભાઈ મામદે પોતાના સેંકડો રૂપીયા ખરચીને, લગન કીધા, તો કમનસીબે ઉપરનો બનાવ બન્યો, તેથી ખરચેલા પૈસા બધા બરબાદ થયા. આટલું દુઃખ, ખમીસા ભાઇ મામદ માથે પડતાં, તેના માથે દયા ખાવાને બદલે, જામનગરનાં કામડીયા, જેસાભાઇ સાજુ, ખમીસાભાઇ મામદને દુઃખતા ઉપર ડામ અને આફ્તમાં ઉમેરો કર્યો.

બીજું:—કન્યાના માવતરની એવી સ્થીતિ છે કે, જયારે ખમીસા મામદ પાસેથી પોતાની દીકરીના વીવાહ કરવાનું ખરચ લીધું, ત્યારે પોતાની દીકરીના વીવાહ કરી આપ્યા. કારણ કે પોતાની પાસે પૈસા હતા નહીં. આવા ગરીબ માણસ પાસેથી પણ જમાનના અમલદારોએ વીવા-હનો દાદ પુરેપુરો લીધો હશે, કમનસીબે ઉપરના બનાવથી પોતાની દીકરી ઘરે પાછી આવી. તેને નીભાવવાને બોજો પોતા માથે આવી લાગ્યો. આવા ગરીબ માથે અમલદારો દયા ખાવાને બદલે પચીસ રૂપીઆ દંડના, યાને ગુન્હેગારી-ના લીધા. તે શું ગુન્હો તેઓ માથે સાબુત કરીને રૂપીઆ લીધા? અથવા તો તમારા ઘડેલા આપખુદી ઈસમાઈલી કાયદાની કઇ કલમને કાયદેથી લીધા? તેનો ખુલાસો આપવા મહેરબાની કરશો. અગર પંદર દીવસની અંદર ખુલાસો આપવા મહેરબાની નહીં કરશો તો, દીલગીરી સાથે ચરચામાં ઉતરીશ, તેના જોખમદાર તમો માવીતરોજ છો. આ કાગ-

બની નકલ ઉપરના અમલદારો ઉપરાંત "મુંબઇની કૌન્સીલ અને પોરબંદરની કૌન્સીલ પર પણ મોકલ્યો છે. અને "જામનગરના કામડીયા" જેસા સાજુને રજીસ્ટર કીધો છે.

લી૦ રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના
યા અલી મદદ વાંચશો.

ઇસમાઇલી અમલદારોને ઉપરની અરજી કરવા છતાં, અહંકારમાં કાંઇ પણ ખુલાશો મને આપવા મહેરબાની કીધી નહીં, કારણ કે તેના આપખુદીના કામની તેને સજા કરનાર, આપણી કોમમાં કોઈ છેજ નહીં. તેથી જવાબ આપ્યો નહીં. તથી મારે તેને ત્રીજી અરજી કરવી પડી છે, તેનો ઉતારો હું નીચે આપું છું.

## અમલદારોની આપખુદી તોડવાની બુધ્ધીની બંદુક, તેનો ઉતારો.

મુંબઇ, તા૦ ૨૯–૯–૧૯૧૫

જામનગર મધ્યે કામડીયા સાહેબ જેસાભાઈ સાજુને ખુદાવંદ હંમેશાં સુખી રાખે.

એતાનશ્રી મુંબઇ બંદરથી લી૦ રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળાના યાઅલી મદદ વાંચશો.

આપ માવીતરને પહેલી અરજી જુલાઈ માસની તા૦ ૨૩ મીએ અને બાજી અરજી ગયા માસની તા૦ ૨૦ મી

એ કીધી હતી. પરંતુ આપ માવીતરોએ ખુલાશો આપવા મહેરબાની કીધી નહીં. તેથી આ ત્રીજી અરજી કરવાની મને ફરજ પડી છે.

આપ કામડીયા સાહેબને આપણા હાજર ઈમામે પગારદાર તરીકે રોકયા છે, તે ઈસમાઈલી ભાઈઓ માથે દેખરેખ રાખીને હકક નીયા આપવાને વાસ્તે. પરંતુ આપ અમલદારો તો હકક નીયા આપવાને બદલે તમો પોતાની આપખુદી ચલાવીને ઈસમાઈલી ભાઈઓને ધ્યાનમાં આવે એવી રીતે વગર વાંકે ધણી થઈને લુંટો છો. ખમીસા મામદ અને તેના સસરાએ નાતનો શું ગુન્હો કીધો ? જેથી બેઉ જણ પાસેથી, પચીસ, પચીસ, રૂપીયા દંડના લીધા ! આવી રીતે વગર વાંકે દંડ લેવાનો આપણા હાજર ઈમામને તમોને હુકમ હોય તો, ખુલાશો આપવા મહેરબાની કરશો. પરંતુ હું હીંમતથી કહી શકું છું કે વગર વાંકે ઈસમાઈલી ભાઈઓ પાસેથી દંડ લેવાનો આપણા હાજર ઈમામનો હુકમ હોયજ નહીં. આવી રીતે દંડ લઈને તમો અમલદારો, પોતાનાજ ખીસા ભરો છો. તેના કારણ:—

જે ઈસમાઈલી ભાઈઓ પાસેથી દંડ લીઓ છો, તેને, તે પૈસાની રસીદ આપતા નથી. જો રસીદ આપો તો, તમારી ચોરી પકડાય. પરંતુ રસીદ તો આપતા નથી, તેથી લીધેલો દંડ ગમે તો ચોપડામાં જમે કરો, અથવા ગમે તો ખીસામાં મુકો?

તમો અમલદારો ધર્મ તો સમજતા નથી. જો ધર્મ સમજતા હોતે તો, આવી રીતે ઇસમાઇલી ભાઈઓ પાસેથી પૈસા કઢાવતેજ નહીં. આપણા પીરના બોલ હું તમોને યાદ આપું છું. આપણા પીરે ગ્નાનમાં ફરમાવ્યું છે કે:—

"પારકું ધુતીને અમને દેશો, તેનો દોષ તમસર લેશો."

વળી બીજે ઠેકાણે ફરમાવ્યુ છે કે:—

"જેસા જીવ હોવે આપણા, તેસા તુ અવરકો બુજ,
પારકું દેખ્યા મુંઢકા, તે આપે હોયગા જુદ."

આ ઉપરથી સાફ દેખાય આવે છે કે, ધર્મ પ્રમાણે તમો અમલદારો ઇન્સાફ કરતા નથી, અને આપણી કોમમાં તમો અમલદારને કોઇ પુછનાર નથી. તેથી તમારા ધ્યાનમા આવે, એવી રીતે ઇસિમાઈલી ભાઈઓને લુટો છો.

ફરીથી તીજીવાર આપ અમલદારને યાદ આપું છું કે ખમીસા મામદ અને તેના સસરા માથે શું આરોપ મુકીને દંડ લીધો? તેનો ખુલાશો આપવા મહેરબાની કરશો. અથવા લીધેલા દંડના પૈસા એને પાછા આપી દેવા મહેરબાની કરશો. તેમ નહીં કરો તો, મારે દીલગીરી સાથે જેમ દાખલા તરીકે જુનાગઢના વારસ હબીબભાઇને આપણી કોમને લુટનાર લુટારાના સરદાર તરીકે જાહેર કરવો પડયો, તેમ તમોને પણ, ઈસમાઇલી ભાઇઓને આપખુદીથી ધણી થઇને લુટનાર લુટારા તરીકે જાહેર કરવા પડશે. એ ઉપરાંત

તમારા બાબતની ખુલાશેવાર, અરજી આપણા હાજર ઇમામને કરીશ, જેથી હું આપને ફરીથી યાદ આપું છું કે, આપણી કોમમાં તમારે લુટારા તરીકે જાહેર થવું હોય તો, દંડ અથવા ખુલાશો નહીં આપશો. અને ઉપર પ્રમાણે જાહેર ન થવું હોય, તો ખુલાશો અથવા લીધેલો દંડ પાછો આપી દેવા મહેરબાની કરશો. એમ નહીં કરશો તો, મને દીલગીરી સાથે તમો અમલદારોના કામ જાહેરીમાં લાવવાની ફરજ પડશે. આ મારી ઇન્સાન તરીકેની ચેતાવવાની ફરજ હતી, તો તમો માત્રીતરને હું ચેતાવું છુ.

આની નકલ જુનાગઢના વારસ, ધોલેરાના વારસ, પોરબંદરની કૌંન્સીલ, અને મુંબઈની કૌંન્સીલને મોકલી છે.

લી૦ રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળાના
યાઅલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની.
મુ૦—મુંબઈ.

ઉપરની અરજીઓ કરવાં છતાં, આપણા હાજર ઇમામનો પગાર ખાઇને કોમને આપખુદીથી લુટનાર કામડીયા જેસાભાઈ સાજુએ જવાબ આપ્યો નહીં. તેથી મારે દીલગીરી સાથે કોમની જાણ વાસ્તે ઉપરની અરજીઓ છપાવવી પડી છે.

## રાજકોટની ઇસમાઇલી કોંન્સીલનો, દૈત્ય ભશમાશુર જેવો ઇન્સાફ.

રાજકોટની ઈસમાઇલી કોંન્સીલને આપણા હાજર ઇમામે હકક નીયા આપવા વાસ્તે કોંન્સીલને સત્તા આપી છે. તે સત્તાનો, દૈત્ય ભશમાશુર માફક ગેરઉપયોગ કરીને કોમને આપખુદીથી નાત બહાર કરે છે, તેની મેં રાજકોટની ઈસમાઈલી કોંન્સીલને કરેલી અરજીનો ઉતારો નીચે આપવાની મને જરૂર પડી છે.

## રાજકોટની કોંન્સીલનો કુંભી નરગના કામ જેવો ઇન્સાફ, તેની અરજીનો ઉતારો.

જાવક નંબર (૧૫)    મુંબઇ તા૦ ૨૧-૧૨-૧૮

રાજકોટની ઇમામી ઇસમાઇલી કોંન્સીલ જોગ,

તમોને આપણા હાજર ઈમામે હુધ્ધો સોંપ્યો છે, તેનો ગેરઉપયોગ કરીને આપખુદી ચલાવી છે, તેનો દાખલો તમો મેમ્બરો વીછીયે ગયા, અને ત્યાં મુખીનો વાંક જોયો, તેથી તમોએ ઠરાવ કીધો કે મુખીને દંડ કરશું. એમ કહીને જમાત પાસેથી સહીઓ લેવાની કોશીશ કીધી.

તેના જવાબમાં જમાતે કહ્યું કે મુખીનો દંડ જાહેર કરો, અને રૂપીઆ ૨૫૧) મુખી પાસે છે, તે કેમા ખરચવા, તેપણ જાહેર કરો. તે પછી અમો સહી કરશું, એવું જમાતે તમોને કહ્યું.

બીજું:—તમો મેંમ્બરોને ભાંણજી દેવરાજને ત્યાં સવારના જમવાનું કહેલું, તમો મેંમ્બરો જમવા નહીં જતાં, સીધા રાજકોટ ચાલ્યા ગયા. અને ત્યાં તમોએ આપખુદીથી વાદી અને પ્રતીવાદીની ગેરહાજરીમાં પાંચ જણાઓના નામ લખીને, "નાતબહાર"ના કાગળો ફેરાવ્યાં. તેના નામ નીચે મુજબ છે:—

**ભાંણજી દેવરાજ.**
**મેઘજી પીરભાઇ.**
**અલીભાઇ રામજી.**
**ઝવેર કરીમ.**
**રૂપજી નાગજી.**

આવી રીતે વાદી અને પ્રતીવાદીની ગેરહાજરીમાં તમોએ આપખુદીથી ઉપરના પાંચ જણાઓને "નાતબહાર" કીધાં. આવી રીતે "નાતબહાર" કરવાનું કોમને લુટનાર લુટારાના સરદાર વારસ હબીબભાઇ અને તેની હાથ નીચેના ટોળીએ કોમને લુટવા વાસ્તે આપખુદીથી ઇસમાઇલી કાયદાની બુકો બહાર પાડી છે.

પહેલી આવૃતિમાં આપણા હાજર ઇમામની મંજુરી છાપેલી હતી. અને બીજી આવૃતિમાં ઉપરના બોલ છાપ્યાં નથી, યાને કાઢી નાખ્યા છે. તેથી સાબીત થાય છે કે, કોમને લુટનાર લુટારાના સરદાર વારસ હબીબભાઇએ આપ-

મુદ્દીથી કોમને લુટવા વાસ્તે, અને લાચાર બનાવવા વાસ્તે, "ઇસમાઇલી કાયદા" ઘડેલા છે. આ કાયદાની કઇ કલમથી તમોએ ઉપરના પાંચ જણાઓને "નાત બહાર" કીધાં? આવા કામ કરનારને મુરશીદે જ્ઞાનમાં ફરમાવ્યું છે, તે હું નીચે આપું છું:—

"તો મુનીવરભાઈ વળી બીજા તો ગરદેરા થાયશે,
અને તે નહીં કરશે, હક નીયાનો આચાર,
સતગુરૂજી તેપણ આપણે ઘેર આવશે નહીં,
સતગુરૂજી તેનું પણ કુંભી નરગ માંયે ઠારરે."
"તો મુનીવરભાઈ તેતો ગત સગલીને આવશે દબાવતો
સતગુરૂજી તેને મનીસ નહીં કહીયે તેતો ચોર આચારરે."

તમે જે ઈન્સાફ કીધાં છે, તેવા ઈન્સાફ કરનારને મુરશીદે "કુંભી નરગમાં ઠામ બતાવ્યાં છે." અને જમાતને દબાવનાર, માણુસ નથી, પણ "ચોર આચાર છે." મુરશીદે તેને ચોર કહ્યા છે.

આ જગાએ હું કોંન્સીલનું ધ્યાન ખેંચું છું કે, "ઇસ-માઇલી કાયદાની" કઈ કલમથી તેઓને "નાત બહાર" કીધાં છે? અથવા શું આરોપ મેલ્યો છે? તેનો ખુલાશો આપવા મહેરબાની કરશો. અગર તેમ નહીં કરશો તો, મારે દીલગીરી સાથે કલમ આગળ ચલાવવી પડશે. આની નકલ મુંબઇની કોંન્સીલને રજીસ્ટર કીધી છે, કારણ કે તમારૂં

નામ મારી પાસે આવ્યું નથી, તેથી તમોને બે પૈસાના કવરમાં મોકલાવ્યું છે. અને લુટારાના સરદાર વારસ હબીબ ભાઈને પણ મોકલી છે. અને ટુંકસાર ખોજાઓને મોકલી છે.

લી૦ રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના
વાઅલી મદદ વાંચશો.
ઠે૦ ત્રાંબાકાંટાં પાયધોની.
મુ૦ મુંબઇ.

ઉપરની અરજીનો પણ "રાજકોટની ઇસમાઇલી કૌન્સીલે" જવાબ આપ્યો નહીં તેના જવાબમાં મારે દીલગીરી સાથે નીચેની કહેવત જાહેર કરવી પડે છે:—

"એક ખેડુત રસ્તે ચાલ્યો જતો હતો, અને ગધેડાની બાજુમાંથી નીકળ્યો કે, ગધેડાએ તેને લાત મારી. તેથી પાછું વળીને જુએ છે, તો, ગધેડો ઉભો છે. ત્યારે ખેડુત બોલ્યો કે, "કાઇ ભણું!" ભણા, એતો છે! તેનો અર્થ:- ખેડુત બોલ્યો કે હું શું તને કહું? ગધેડો કહું? પરંતુ જે કહેવા માંગુ છું, તેતો, તું પોતેજ છે? તેજ પ્રમાણે કોમને આપખુદીથી "લુટનાર લુટારા," ઈસમાઇલી અમલદારો તો છેજ, તો પછી વધુ એને હું શું કહું?

આ જગાએ હું વાંચનાર ભાઈઓનું ધ્યાન ખેંચું છું કે, ઉપરની અરજીઓ વાંચવાથી સમજ પડી હશે કે, કોમને આપખુદીથી કેવા ઈન્સાફ આપે છે, અને કોમ સાથે અમલ

દારી ભોગવીને ધણી થઈને કોમને લુટી રહ્યા છે. ઉપરના કામને લેખકો, મીશનરીઓ, માસીક, અને ત્રીમાસીકના અધીપતીઓ જાહેરીમાં લાવવાને બદલે, કોમને અંધારામાં રાખવાની કોશીશ કરી રહ્યા છે. અને જાહેરીમાં પુકાર કરે છે કે, અમો કોમમાં સુધારો કરીએ છીએ. તેનો હેવાલ દીલગીરી સાથે નીચે આપવાની મને ફરજ પડી છે:—

## લગન પ્રસંગની અઘટિત રૂઢીઓનો, જુનો રીવાજનો મી૦ બુધવાણીનો બડાપો.

"મી૦ બુધવાણી—ચાલ લુચ્ચા! તેં ઘણા દિવસ મજા કીધી! ઘણાઓને તેં તારી જાળમાં ફસાવ્યા! એ બધાનો નતીજો જો! એ મજાનો સ્વાદ ચખાડું છું,"

ઉપરનો બડાપો મી૦ બુધવાણીએ લગનના રીવાજ ઉપર કાઢયો છે, પરંતુ ખરેખર જોતાં તો, ઉપરનો બડાપો ઈસમાઈલી અમલદારોને લાગુ પડે છે. કારણ કે ઉપરના કામ જેવાજ ઇસમાઇલી અમલદારો કામ કરે છે. તે હું ઉપર આપી ગયો છું. તે ઇસમાઇલી અમલદારોના કામની આપણા હાજર ઇમામને ખબર પડવાથી, જે કોમમાં જડ ઘાલીને બેસી રહેલા, અને ધર્મને બાને કોમ માથે ધાડ પાડીને લગન, મરણ, અને બખસામણીને બાને અને મજલસને નામે કોમને લુટી રહ્યા હતા, તેને હુધ્ધામાંથી બાતલ કરવા આપણા હાજર ઇમામે આપણા માથે રહેમ

બક્ષીસ કીધી. અને આપણને આફતમાંથી છોડાવવા દયા ફરમાવી. તેવા કામને કોમની જાણ વાસ્તે જાહેરીમાં નહીં લાવતાં, મી૦ બુધવાણીએ લગનના કઢંગા રીવાજનો બડાપો બહાર કાઢયો છે.

"મી૦ બુધવાણી—આપણી જ્ઞાતિમાં આદિ કાળથી ચાલી આવતા ધિક્કાર પાત્ર રીવાજો જે ઘર ઘાલી બેઠા છે, તેને દુર કરતાં જે વિલંબ થાય છે, તે શોચનીયજનક છે. આપણા શીરતાજ હાજર ઇમામે કરાંચી ખાતે જે હુકમ બહાર પાડેલ છે, તેનો હજી કેટલીએક કોંન્સીલોએ અમલ કર્યો નથી."

મી૦ બુધવાણીને હું પુછવાની રજા લઉં છું કે, આપણી કોમમાં લગનનો રીવાજ ધીક્કાર પાત્ર છે કે, ઇસમાઇલી અમલદારો આપખુદીથી લગન અને મરણ અટકાવીને પૈસા કઢાવે છે, તે ધીક્કાર પાત્ર છે? જો કે તમો બુધવાણી તો છોજ, તો મહેરબાની કરીને ખરેખરો બુધ્ધીનો ઉપયોગ કરીને ઉપરનો ખુલાશો તમારા ત્રીમાસીકમાં બહાર પાડશો, એવી હું આશા રાખું છું. જેથી કોમને ખાત્રી થાય કે, કયો રીવાજ ધીક્કાર પાત્ર છે?

**લેખક—મી. ગુલામહુસેન હાસમ સુખીનો**

**લગન પ્રસંગના રીવાજનો બડાપો.**

"ચાલુ સુધરેલા જમાનામાં જેમ બને તેમ કઢંગા રીવાજો દુર કરવા એ દરેકને પ્રિય લાગે છે.

જે કાર્યથી જગતમાં નીંદા અને હાંસી થાય, તેવા કાર્યથી જ્ઞાતિએ દુર રહેવું જોઇએ.

લગન પ્રસંગના કઢંગા રિવાજ દુર કરવાને માટે ધોરાજીની ઇમામી ઈસમાઈલી પ્રગતી મંડળે કરેલી છે, તે ખરેખર પ્રસંસાપાત્ર છે"

ઉપરનો લેખ લખનારને હું ધન્યવાદ આપું છું, અને પુછવાની રજા લઉં છું કે આપણી કોમના ઇસમાઇલી અમલદારો ધર્મને નામે કોમ માથે આપખુદીથી આપણા હાજર ઇમામના ફરમાન અને ધર્મ વિરૂદ્ધ. ધાડ પાડી રહ્યા છે, તે ધાડપાડુને હાથે લુટાવાની ધાસ્તીથી ઘણા ભાઇઓ આપણી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તે ફક્ત ધાડપાડુના હાથે લુટાવાની ધાસ્તીથીજ ચાલ્યા જાય છે. તેવા ધાડપાડુના કામને જાહેરીમાં લાવવામાં સારૂં કહેવાય કે, ઉપરના કઢંગા રીવાજને જાહેરીમાં લાવવાનું સારૂં કહેવાય? તેનો પણ ખુલાશો બહાર પાડશો.

આ જગાએ મારે દીલગીરી સાથે લખવું પડે છે કે, આપણી કોમના માસીકોના અધીપતીઓ, અને લેખકો, ધર્મને નામે ધાડપાડુ ઇસ્માઈલી અમલદારોના કામને જાહેરીમાં લાવવાની કોશીશ કરવાને બદલે તેના કામને ઢાંકવાની કોશીશ કરી રહ્યા છો. તેથી કાંઇ ધાડપાડુના કામ ઢંકાતા નથી.

અને વાજબી અને ગેરવાજબી કામ દુનીઆમાં જાહેરીમાં આવ્યાજ કરે છે.

## ધોરાજીની જમાતે પોતાના આપખુદીના કામ ઢાંકવા મી. બુધવાણીને આપેલો સોનાનો ચાંદ.

"માસ્તર આહમદભાઇ ઇસમાઇલે મી. બુધવાણીની કેટલીક પ્રસંસા કરી ધોરાજી જમાતની બજાવેલી સેવાનો ચિત્તાર રજુ કર્યો હતો, અને જમાત તરફથી સોનાનો ચાંદ અપાવ્યો હતો."

ધોરાજીની જમાતે મી૦ બુધવાણીને સોનાનો ચાંદ આપ્યો છે. તે ફકત ધોરાજીની જમાતના આપખુદીના કાર ભારને મી૦ બુધવાણી જાહેરીમાં નહીં લાવ્યો. અને તેના આપખુદીના કામને ઉત્તેજન આપ્યું હોય, એમ લાગે છે. તે કારણથી સોનાનો ચાંદ આપ્યો હશે.

ધોરાજીની જમાતે મુંબઇના રહેવાશી ખોજા અલીભાઇ વાલજીના દીકરાની નીકા, અટકાવીને અલીભાઇ વાલજીના સાલાની ઘરવારી વાસ્તે, "મોટું કામ" કરાવવા સારૂ, પોણોસો રૂપીયા કઢાવ્યા. આવા આપખુદીના કામને મી૦ બુધવાણી જાહેરીમાં નહીં લાવતા, તેના વખાણ કીધા છે. હવે ધોરાજીના મુખી કામડીયાને જે મેં અરજી કીધી છે, તે અરજી અને નીચે આપવાની ફરજ પડી છે.

## ધોરાજીના મુખી કામડીયાને કરેલી અરજી તેનો ઉતારો.

જાવક નાં૦ (૯)　　　　　　　મુંબઇ તા૦ ૨૫-૧૦-૧૮

ધોરાજી મધે મુખી સાહેબ વાલજીભાઇ ડોસા તથા કામડીયા સાહેબ મીઠાભાઇ રતનશીને આપણા હાજર ઇમામ હંમેશાં સુખી રાખે. એતાન શ્રી, મુંબઇ બંદરથી લી૦ રહેમતુલા ઇસિમાલ ત્રીજોરીવાળાના યાલી મદદ વાંચશો. જત તમોએ અલીભાઇ વાલજીના છોકરાની નીકા અટકાવીને તેના સાલા કરીમભાઇ મનજીની ધરવારીને "મોટું કામ" કરવા સરૂ પોણોસો રૂપીયા મુકાવ્યા, ત્યારે તમોએ નીકા પડાવવાની રજા આપી. આવી રીતે અલીભાઇ વાલજીના છોકરાના નીકા અટકાવીને, તેના સાલાની ધરવારીને "મોટું કામ" કરાવવા વાસ્તે પોણોસો રૂપીઆ મુકાવ્યા તે પછી નીકા પડાવવાનો હુકમ આપ્યો.

આવી રીતે પૈસા કઢાવવાનું ખોજા કોમને આપખુદીથી લુટવાના, ઇસિમાઇલી કાયદાની કઇ કલમથી લીધા? તેનો ખુલાશો આપવા મહેરબાની કરશો. તમે જે નીકા અટકાવીને "મોટા કામ" વાસ્તે જે પોણોસો રૂપીઆ કઢાવ્યા છે, તેવા કામ કરનારને મુરશીદે "ચંડાળ" કહ્યા છે. તેનો દાખલો હું નીચે આપું છું.

"કન્યા તણી દ્રવ લેવે જેય,
મહા મધમ ચંડાળજ તેય."

તમોએ તમારા ગામની કન્યાની, નીકા અટકાવીને "મોટા કામ" વાસ્તે પોણોસો રૂપીઆ કઢાવ્યા છે, તેવા કામ કરનારને મુરશીદે "ચંડાળ" કહ્યા છે. આનો જવાબ (૨૦) વીસ દીવસની અંદર આપવા મહેરબાની નહીં કરશો તો, મને જે કાયદેસર યોગ્ય લાગશે, તે પગલા ભરીશ. આની નકલ આપણી કોમને આપખુદીથી લુટનાર લુટારાના સરદાર વારસ હબીબભાઈ અને મુંબઈની કોન્સીલને અને કાઠીયાવાડના મુખી કામડીયાને પણ મોકલી છે;

(લી૦) રહેમતુલા ઇસમાઈલ ત્રીજોરીવાળાના

યાલી મદદ વાંચશો.

કો૦ ત્રાંબાકાંટા પાયધોની મું૦ **મુંબઈ.**

ધોરાજીની જમાતને હું પુછવાની રજા લઉં છું કે ઉપરની અરજી વાંચવાથી સમજ પડી હશે, અને ખાત્રી થઇ હશે કે, મી૦ બુધવાણીને તમોએ "સોનાનો ચાંદ" આપવાનું બીજું કાંઇ પણ કારણ હોય તો, બહાર પાડશો,

## ધોરાજીની જમાતનો સોનાનો ચાંદ મી૦ બુધવાણિએ, કબુલ રાખતાં નીચેનો જવાબ આપ્યો હતો.

"મી૦ બુધવાણીએ સોનાનો ચાંદ સ્વીકારતાં જવાબમાં જણાવ્યું કે મેં મારી ફરજ ઉપરાંત કાંઇ પણ કર્યું નથી. આપ જમાત મારા ઉપર જે લાગણી રાખો છો, તે

આપની ઉંચ ભાવનાને આભારી છે. જે કાંઇ જમાતમાં સુધારા વધારા થએલા છે તે જમાતની ઐક્યતાને આભારી છે. કોઈ પણ જમાત આબાદીની ઈચ્છા રાખતી હોય તો પ્રથમ ઐકયતાને જગ્યા આપવી જોઈએ."

આ જગાએ હું મી૦ બુધવાણીને પુછવાની રજા લઉં છું કે ઉપરના ધોરાજીની જમાતે આપખુદીથી નીકા અટકાવીને, "મોટા કામના" પૈસા કઢાવવાના કામને જાહેરીમાં નહીં લાવવાની શું તમો તમારી ફરજ માનો છો? બીજું તમો લખો છો કે, આપ જમાત મારા ઉપર જે લાગણી રાખો છો, તે આપની ઉંચી ભાવનાને આભારી છે."

આ જગાએ હું મી૦ બુધવાણીને પુછવાની રજા લઉં છું કે, ધોરાજીની જમાતની ઉંચી ભાવના શું છે? આપખુદીથી નીકા અટકાવીને "મોટા કામના" પૈસા કઢાવે, તેવા કામને તમો ઉંચી ભાવના કહો છો? ત્રીજું તમો લખો છો કે, "જે કાંઈ જમાતમાં સુધારા વધારા થએલા છે, તે જમાતની ઐકયતાને આભારી છે. કંઈ પણ જમાત આબાદીની ઈચ્છા રાખતી હોય તો પ્રથમ ઐકયતાને જગ્યા આપવી જોઇએ."

આ જગાએ હું મી૦ બુધવાણીને ફરીથી પુછવાની રજા લઉં છું કે આપણી કોમના ઇસમાઇલી અમલદારોએ, "સોનેરી ટોળી માફક," મળીને આપખુદીથી કોમને હેરાન અને પાયમાલ કરવા અને ધણી થઈને લુટવા, "ઇસમાઈલી

કાયદા" આપખુદીથી ઘડીને બહાર પાડયા છે. અને તે કાયદામાં આપખુદીથી એમ ઠસાવ્યું છે કે, "આપણા હાજર ઈમામે મંજુર કરેલા કાયદા." તેનું પોગળ "અહમદનગરની કોર્ટમાં" કોમને આપખુદીથી મજલસને નામે અને બબ્બસામણીને બાને કોમને લુટનાર અગાઉનો વારસ ડાહ્યાભાઇ વેલજીએ જુબાની આપી કે, "ઇસમાઈલી કાયદા અમોએ ઘડયા છે, અને નામદાર આગાખાન પાસે મોકલવાની જરૂર હતી નહીં, તેથી મોકલ્યા નહીં." અને "ઈસમાઈલી કાયદાની બુકમાં," એમ ઠસાવ્યું છે કે, "આપણા હાજર ઇમામે મંજુર કીધેલા કાયદા" આવી રીતે ઈસમાઇલી અમલદારો મલીને, અને ઇસમાઈલી કાયદા ઘડીને, ધણી થઈને આપખુદીથી કોમને લુટી રહ્યા છે. તેવા કામને તમે "ઐક્યતા" કહેશો ? તેનો પણ ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો. જેથી મારે કલમ આગળ ચલાવવી પડે નહીં.

"ઇસમાઇલી સતપંથ" અને "આફતાબના," અધીપતીઓ, લુટારા અમલદારોના આપખુદીના કામ ઢાંકતાજ જાય છે.

વાંચનાર ભાઇઓનું હું ધ્યાન ખેંચું છું કે, ઇસમાઇલી સતપંથનો માલેક, મુંબઇની દરખાનાની કોમને કાવત્રાંમાં ફસાવનારી, ઈસમાઇલી કૌન્સીલનો મેંમ્બર મુખી લાલજી ભાઇ દેવરાજ છે. તેથી ઇસમાઇલી સતપંથનો અધીપતી, લુટારા ઇસમાઇલી અમલદારોનો આપખુદીનો કારભાર જાહેર

રીમાં લાવી શકેજ નહીં. કારણ કે તે પર આધીન રહ્યા. જો જાહેરીમાં લાવે તો તરતજ તેને નોકરીમાંથી બાતલ કરે. તે કારણથી ન તો પોતે જાહેરીમાં લાવી શકે, અને કોઈ સ્વતંત્રનો લેખ પણ લઈ શકે નહીં કારણ કે કોમને અંધારામાં રાખવા વાસ્તેજ, "ઇસમાઇલી સતપંથ," કૌન્સીલના મેંમ્બર મુખી લાલજીભાઇ દેવરાજે ચાલુ કીધો છે. જો કોમને ખરે રસ્તે દોરવનાર હતે તો ઉપરના ઇસમાઈલી અમલદારોના આપખુદીના કામને જાહેરીમાં લાવતે. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, આપણા હાજર ઈમામની એ ફરમાની કરીને, નાપાક જેવા કામ કરનાર મુખી મેઘજી ભાઇ મુળજીના કામ જાહેરીમાં લાવતે. તે ઉપરાંત આપણા હાજર ઇમામની એ ફરમાની કરનાર અગાઉનો વારસ ડાયા ભાઇ વેલજીના કામ જાહેરીમાં લાવતે. તે ઉપરાંત કાઠીયાવાડના વારસોને આપણા હાજર ઈમામે હુદ્દામાંથી બાતલ કીધા. તેને પણ જાહેરીમાં લાવતે. પરંતુ મુખી લાલજીભાઇ દેવરાજ પોતાના માસીકમાં આપણા હાજર ઇમામની એ ફરમાની કરનારને જાહેરીમાં લાવવાને બદલે, એ ફરમાનને ઉત્તેજન આપ્યાજ કરે છે.

### "ઇસમાઈલી આફતાબના અધીપતી, મી૦ બુધવાણી પર આધીન.

ઈસમાઈલી આફતાબનો અધીપતી મી૦ બુધવાણી કોમમાં કુધારા દુર કરવાની કોમને પૈસેથી, તન તોડ મેનત

કરી રહ્યો છે. તેને ફક્ત કોમમાં કુધારો લગનમાં ફટાણું બોલવાનો અને ખોબા ખોબીથી રમનાર, લાડાનો કુધારો તેને દેખાઇ આવ્યો છે. તેથી તેનેજ દુર કરવાની કોશીશ કરી રહ્યો છે.

આ જગાએ હું મી० ભુશ્રવાળુંને પુછવાની રજા લઉં છું કે, ઉપરના ઈસમાઈલી અમલદારો કોમ માથે ધર્મને નામે ધાડ પાડી રહ્યા છે, અને તે ધાડપાડુના હાથે લુટાવાની ધાસ્તીથી ઘણા ભાઇઓ આપણી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે, તે કોમને હાનીકારક છે કે, લગન વખતે લાડો લાડી ખોબા ખોબીની રમત રમે છે, તે હાની કારક છે? તેનો ખુલાશો પણ બહાર પાડશો. પરંતુ મને ખાત્રી છે કે તમારૂં "ત્રીમાસીક" કોમને લુટનાર લુટારાઓ અને તેને મદદ કરનારાઓના પૈસાની મદદ પરજ, આધાર રહેલો છે. તેથી તમો ઇસમાઇલી અમલદારોના આપખુદીના કામ જાહેરીમાં લાવી શકોજ નહીં. કારણ કે તમો પર આધીન છો. અને પર આધીનથી, ખરૂં બોલાયજ નહીં. અને બોલવા જાવ તો, ઉપરના લુટારા, તમોને લુટી લીયે. ઉપરના કારણ સીવાય બીજું હોય તો, તેનો પણ ખુલાશો બહાર પાડશો.

**"મીશનરીઓના કારભાર" અને "ઇસમાઈલી કાયદાની ચુક" વીશે, છપાય છે.**

## ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારના હેવાલની બુકો તૈયાર છે.

---

ઇસમાઇલી અમલદારો ધર્મને નામે નવા ધતીંગો ઉભા કરીને કોમને આપખુદીથી હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવે છે, અને જેઓ તેના આપખુદીના હુકમ પ્રમાણે પૈસા ન આપે, તેને નાતબહાર કરે છે. જેવાં કે મૈયત અટકાવીને, નીકા અટકાવીને, મોટા કામના પૈસા કઢાવે છે. સગાઇઓ તોડાવીને પૈસા કઢાવે છે. મજલસને નામે અને બખ્સામણીને બાને પૈસા કઢાવે છે. તે ઉપરાંત ખોટા આરોપો મુકીને ઈન્સાફ કીધા વગર નાતબહાર કરે છે.

ઉપર પ્રમાણે અનેક રીતે કોમ માથે ધર્મને નામે ધાડ પાડી રહ્યા છે. તેના હેવાલની બુકો નંબર (૧) થી (૨૧) છપાઇને બહાર પડી છે, તેની કીંમત રૂ. ૧॥= એક રૂપીયો અને દશ આના પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

**ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.**